વહાલાં દોસ્તો,

- તમને જો વાર્તાઓ ગમતી હોય,
- મોટાં માણસોનાં જીવનચરિત્રો વાંચવાં હોય,
- પેટ પકડીને હસો એવા ટુચકા જાણવા હોય,
- લહેરથી ગાઈ શકાય એવાં ગીતો લલકારવાં હોય,
- સુંદર ચિત્રો જોવાની મઝા લૂંટવી હોય,

## તો

તમારાં વડીલને કહેજો કે એક વરસે ચાર રૂપિયા ખરચી નાખીને તમને 'બાલજગત' મગાવી આપે. આ 'બાલજગત' તમને અનેક નવાં દોસ્તો કરી આપશે અને દર પખવાડિયે નવાં નવાં કપડાં પહેરીને તમારા પાસે હાજર થશે.

જો તમારાં વડીલ એનો નમૂનાનો અંક જોવા ઇચ્છતા હોય તો નીચેના સરનામે એક પોસ્ટ-કાર્ડ લખવાથી વગર પૈસે મેળવી શકાશે.

# બાલજગત

[ પખવાડિક ]

ભારતી સાહિત્ય સંઘ : પો. બો. ૭૩ : અમદાવાદ

# નાનાં છોકરાં

લેખક,

**ચારુદત્ત**



ભારતી સાહિત્ય સંઘ

પાનકોર નાકા : પો. ઓ. નં. ૭૩ : અમદાવાદ

# અરુણ પુસ્તકમાળા

•

પુસ્તિકા ત્રીજી

જૂન ૧૯૩૯      પહેલી વાર ૧૬૫૦

આખી કિંમત
દોઢ આનો
ટ. ખ. જુદું

ભારતી પ્રકાશન ૫૫

પ્રકાશક
લક્ષ્મીદાસ પુરુષોત્તમ ગાંધી
ભારતી સાહિત્ય સંઘ
પાનકોર નાકા : અમદાવાદ

મુદ્રક
મણિલાલ છગનલાલ શાહ
ધી નવપ્રભાત પ્રિન્ટિંગ પ્રેસ
ઘીકાંટા રોડ : અમદાવાદ

# નાનાં છોકરાં

 

## ૧—કલા અને અમીના

એક હતી કલા અને એક હતી અમીના. બેયને બહુ બેનપણાં. કલાનાં માબાપ હિંદુ હતાં અને અમીનાનાં માબાપ મુસલમાન હતાં. પણ બેય એક જ નિશાળમાં ભણતી અને એક જ ધોરણમાં હતી અને એક જ પાટલી ઉપર બેસતી એટલે બેયને બહુ બની ગયું હતું. બેય આખો દિવસ સાથે ને સાથે રહે. ભણે તો સાથે પણ રમેય સાથે અને ઘેર પાઠ તૈયાર કરવાના હોય તોપણ સાથે જ કરે. કોઈક દિવસ પાઠ કરવા કલા અમીનાને ઘેર જાય તો કોઈક દિવસ અમીના કલાને ઘેર આવે.

કલાની બા તો આથી બહુ ખિજાય. કલાને એ કહે, “ મુસલમાન હારે બેનપણાં રાખવાં સારાં નહિ.”

કલા પૂછે, " શું કામ સારાં નહિ ? "

કલાની બા કહે, " બસ, હું કહું છું કે સારાં નહિ. તારે અમીના સાથે બેનપણાં ન રાખવાં. તારે એને ઘેર જવું નહિ અને એ આપણે ઘેર આવે તો કહી દેવું કે હવેથી ન આવે."

એટલે કલા પૂછે, " પણ શું કામ ? "

કલાની બા કહે, " શું કામ એ કાંઈ કહેવા હું નવરી નથી. તને કહું છું કે આપણે મુસલમાન નથી, આપણે હિંદુ છીએ. મુસલમાનથી બેનપણાં સારાં નહિ."

કલા તો એ સાંભળીને રોવા જેવી થઈ ગઈ.

અને અમીનાને પણ એના ઘરમાં આવું જ સાંભળવું પડતું. અમીનાની માએ અમીનાના બાપુને કહ્યું કે " અમીના પેલી હિંદુની છોકરી સાથે બહુ રમે છે."

એટલે અમીનાના બાપુ અમીનાને કહે, " અમીના, તારે હિંદુની છોકરી સાથે રમવું નહિ. હિંદુ ખરાબ હોય."

અમીના કહે, " ના બાપુ, હિંદુ ખરાબ ન હોય. કલા તો મને કેવી હેત કરે છે."

એ સાંભળીને તો અમીનાના બાપુ ગુસ્સે થઈ ગયા. " મારાથી તું ડાહી થઈ ગઈ ? હું કહું છું કે હિંદુ ખરાબ હોય માટે હિંદુ સાથે રમતી નહિ."

અમીના તો ચુપ જ થઈ ગઈ.

પણ તોય કલા અને અમીનાએ કાંઈ બેનપણાં મૂકી ન દીધાં. કલા કહે, " ભલે ને મારી બા મને મારે, પણ હું તો તારી હારે રમીશ જ." અમીના પણ કહે, " કલા ! મને તો તારા વિના ગમે જ નહિ. મારી મા અને મારા બાપુ મને તારી સાથે રમવાની ના પાડે છે, પણ હું તો છાનીમાની આવવાની જ. "

એક વખત અમીનાને એના માબાપ સાથે બહારગામ જવાનું થયું. કલાને કે અમીનાને એ ગમ્યું નહિ, પણ અમીના કહે, "થોડા જ દિવસમાં અમે પાછાં આવતાં રહેવાનાં છીએ."

પછી અમીના તો ગઈ, પણ ઘણા દિવસ થઈ ગયા છતાંય તેનાં માબાપ તો પાછાં આવ્યાં નહિ, અને કલાને તો અમીના વિના ગમતું જ નહોતું. કલાનો એક ભાઈ હતો તેનું નામ અરુણ. અરુણ માંદો હતો અને વૈદે કહ્યું હતું કે એને હવાફેર કરવા આબુ લઈ જવો. કલાના મનમાં થતું હતું કે તેને આબુ જવાનું થાય તે પહેલાં અમીના આવી જાય તો એને મળી લેવાય. પણ આબુ જવાનો દિવસ આવ્યો છતાં અમીના તો આવી નહિ. કલાને જવું જરાય ગમતું નહોતું, પણ એનાં માબાપ એને ઘેર એકલી રહેવા દે તેમ નહોતાં.

બા, બાપા અને અરુણ સાથે કલાને આબુ જવા તૈયાર થવું પડ્યું. તેઓ સ્ટેશને આવ્યાં, ટિકિટ કઢાવી

અને ગાડીમાં બેઠાં. સામેથી એક ગાડી થોડી વારમાં આવ-વાની હતી. તે આવી ગયા પછી આ ગાડી ઊપડવાની હતી. કલાના બાપા ગાડીમાં સામાન મૂકતા હતા અને કલાની બા અરુણને સૂવા માટે બાંકડા ઉપર પથારી કરી આપતાં હતાં. અરુણ નીચું જોઈને બેઠો હતો. કલા ગાડીમાં બેઠી બેઠી બારીમાંથી બહાર જોતી હતી.

ત્યાં તો સામેથી આવતી ગાડીનો પાવો સંભળાયો અને ભક ભક ભક ભક કરતી મોટા રાક્ષસ જેવી ગાડીના ચાલવાનો અવાજ પણ આવ્યો. ગાડી આવીને એકદમ સ્ટેશનમાં ઊભી રહી અને તેમાંથી માણસો નીચે ઊતરવા લાગ્યાં. કલાનું ધ્યાન માણસોને જોવા તરફ ગયું.

ત્યાં તો કલાના બાપાએ બૂમ મારી, " કલા ! "

કલાએ જવાબ આપ્યો, " હાં બાપા ! "

" ઠીક, ત્યાં છો ને, ત્યાંજ બેસી રહેજે હોં ! " બાપા બોલ્યા અને પાછા સામાન ગોઠવવા માંડ્યા.

પણ ત્યાં તો કલાની નજર સામી ગાડીમાંથી ઊતરતી એક છોકરી તરફ ગઈ. 'એ....અમીના' એમ હરખથી બોલી કલા ગાડીમાંથી ઊતરી અમીનાને મળવા જવા માટે દોડી.

અમીના અને તેની મા અને બાપુ સ્ટેશનની બહાર નીકળવા માટે જલદી જલદી ચાલતાં હતાં. કલાએ દોડીને બૂમ મારી, " અમીના ! "

અમીનાએ પાછળ જોયું તો એને કલા દેખાઈ. એ પણ કલાને મળવા બહુ અધીરી થઈ હતી. તે ઊભી રહી અને કલા તેની સાથે થઈ ગઈ.

"તમે લોકો તો બહુ દિવસ બહારગામ રોકાયાં." કલા બોલી.

"બાપુને તો હજી વધારે રોકાવાનું મન હતું, પણ માને ગમતું નહોતું એટલે આટલા દિવસમાં પાછાં આવ્યાં. નહિતર તો હજી ઝાઝા દિવસ થાત." અમીના બોલી.

ત્યાં તો આબુ જવાની ગાડીનો પાવો વાગ્યો. પણ કલાનું તો એની તરફ ધ્યાન પણ નહોતું. એ તો અમીના સાથે ચાલતી ચાલતી વાતો કરતી હતી, અને એટલામાં આબુની ગાડી ઊપડી પણ ખરી.

"મને તો તારા વિના ગમતું જ નહોતું." કલાએ કહ્યું.

"મનેય ગમતું નહોતું." અમીનાએ પણ કહ્યું.

સ્ટેશનની બહાર નીકળવાના દરવાજા આગળ તેઓ આવ્યાં એટલે ટિકિટ પાછી લેવાવાળા ટિકિટમાસ્તરને અમીનાના બાપુએ અમીનાની, અમીનાની માની અને પોતાની ટિકિટ આપી એટલે ટિકિટમાસ્તરે કલા સામું જોઈને પૂછ્યું, "આ છોકરીની ટિકિટ ક્યાં?"

"એ તો મારી બેનપણી છે. એ કાંઈ અમારી સાથે બહારગામથી આવી નથી. એ તો મને સ્ટેશને મળવા

સામી આવી છે." અમીનાએ ટિકિટમાસ્તરને એકદમ કહ્યું, કેમ જાણે પોતે બહુ મોટી ન હોય!

ટિકિટમાસ્તરે કલાને બહાર નીકળવા દીધી.

બહાર નીકળ્યા પછી અમીનાના બાપુએ અમીનાને પૂછ્યું, "આ તારી કઈ બેનપણી?"

"એનું નામ કલા, મારી સાથે ભણે છે." અમીના બોલી.

એ સાંભળીને અમીનાની મા બોલી, "આ તો પેલી હિંદુની છોકરી. એની સાથે રમવાની અમીનાને ના પાડી હતી."

માના આવા બોલવાથી અમીનાને બીક લાગી કે હવે બાપુ ખિજાશે, એટલે એનું મોં પડી ગયું. પણ અમીનાના બાપુ કાંઈ ખિજાયા નહિ. એ બોલ્યા:

"આ છોકરી બહુ ભલી લાગે છે. આટલીક નાની છે તોય એકલી એકલી તને મળવા આવી છે."

હવે જ કલાને યાદ આવ્યું કે પોતે કાંઈ મળવા આવી નહોતી, એટલે એ બોલી, "હું કાંઈ મળવા આવી નથી. મારી બા, બાપુ અને અરુણભાઈ—અમે બધાં આબુ જઈએ છીએ. ગાડીમાંથી મેં અમીનાને દીઠી એટલે હું નીચે ઊતરી આવી."

"હેં!" અમીનાના બાપુ નવાઈ પામીને બોલ્યા.

" તું આબુની ગાડીમાંથી ઊતરી આવી ? આબુની ગાડી તો ચાલી ગઈ અને તું રહી ગઈ."

કલા એ સાંભળીને ચમકી. એણે ગભરાઈને પૂછ્યું, " આબુની ગાડી ચાલી ગઈ ? બા–બાપુ એમાં ચાલ્યાં ગયાં ? "

" કેમ, તેં પાવો નહોતો સાંભળ્યો ? " અમીનાના બાપુ બોલ્યા.

" મારું ધ્યાન તો હતું અમીના સાથે વાતો કરવામાં." કલા બોલી.

અમીનાના બાપુને થયું કે કલાને અમીના ઉપર કેવું હેત છે કે એની સાથે વાતો કરવામાં તે પોતાનાં બા–બાપુને પણ ભૂલી ગઈ અને ગાડી ઊપડી ગઈ તેનીયે ખબર ન પડી. એમને કલા ઉપર હેત ઊપજ્યું. તેમણે કહ્યું, " પણ હવે તું ગભરાઈશ નહિ. તારે જ્યાં જવું હશે ત્યાં હું મૂકી જઈશ. બોલ, તારે ક્યાં જવું છે ? "

" એનાં કોઈ સગાં અહીં હશે ત્યાં મૂકી આવીએ. કેમ કલા, તમારાં સગાં કોઈ અહીં છે કે ? " અમીનાની માએ પૂછ્યું.

" છે તો ખરાં. " કલાએ હળવેથી જવાબ આપ્યો. એના મનમાં તો હતું કે સગાંને ઘેર રહેવા કરતાં અમીના સાથે રહેવાનું મળે તો સારું. ત્યાં તો અમીના બોલી, " આપણે ઘેર એ રહે તો ? "

તરતજ કલાએ પણ કહ્યું, " હા, મને અમીના સાથે રહેવું બહુ ગમે."

" પણ તમે હિંદુ કહેવાઓ અને અમે મુસલમાન. હિંદુની છોકરી અમારી સાથે રહે તો વટલાઈ જાય." અમીનાના બાપુ બોલ્યા.

" પણ હું ન વટલાઉં તો ?" કલાએ પૂછ્યું.

એ સાંભળીને અમીનાના બાપુ હસી પડયા. અમીનાની મા પણ હસી પડી. એ બોલી, " બધાય વટલાય."

કલાને એ સાંભળીને રડવું આવ્યું. " શું કામ વટલાતાં હઈશું ? ન વટલાતાં હોઈએ તો કેવી મઝા પડે!"

એની આંખમાં આંસુ જોઈ અમીનાને રડવા જેવું થઈ ગયું. એણે કહ્યું, " બાપુ, આપણે કલાને આપણે ઘેર જ લઈ જઈએ."

" ઠીક ત્યારે, ભલે આપણે ઘેર આવે. એને માટે જમવાની ગોઠવણ આપણે કાંઈક બીજી કરશું." આમ અમીનાની માએ કહ્યું.

" હા, આપણી દુકાનમાં એક બ્રાહ્મણ નોકરી કરે છે, એને ત્યાં જમવા મોકલશું. બાકી બધો વખત ભલે આપણે ઘેર રહે. સૂએ પણ આપણે ઘેર." અમીનાના બાપુ બોલ્યા.

અમીના અને કલા તેથી ખૂબ ખુશ થયાં. પછી તેઓ ઘોડાગાડીમાં બેસી ઘેર આવ્યાં.

કલાનાં બા-બાપુને કલા નથી એવી ખબર તો ગાડી ઊપડી ગયા પછી પડી. તેમનું ધ્યાન ગાડીમાં સામાન મૂકવામાં અને ગોઠવવામાં જ હતું. જ્યારે ગાડી ઊપડી અને તેઓ સરખાં થઇને શાંતિથી બેઠાં ત્યારે કલાના બાપુએ બૂમ મારી, “ કલા, હવે અહીં આવતી રહે. ” પણ કલા ગાડીમાં હતી જ ક્યાં કે જવાબ આપે. બધાંના ગભરાટનો પાર ન રહ્યો. ગાડી ઊપડી ગયા પછી એને રોકયે પણ કાંઈ કામ આવે તેમ નહોતું. બીજું સ્ટેશન આવ્યું એટલે એ તો હાંફળાફાંફળા ગાડીની નીચે ઊતર્યા અને સ્ટેશન-માસ્તરને ફરિયાદ કરી કે, ‘ મારી એક નાનકડી દીકરી આગલે સ્ટેશને ગાડીની બહાર રહી ગઈ છે.’ સ્ટેશનમાસ્તરે તાર કરી આગલે સ્ટેશને તપાસ કરાવી તો ત્યાંના ટિકિટમાસ્તરે જવાબ આપ્યો કે, ‘ હા, એક મુસલમાન સાથે હિંદુની એક નાની છોકરી હતી ખરી. એ મુસલમાનની દીકરી એને ઓળખતી હતી એવી પણ વાત થઈ હતી.’

કલાના બાપુનો જીવ જાણે ઊડી જ ગયો. એને તો થયું કે મુસલમાનને ઘેર પોતાની દીકરી ગઈ તે હવે પાછી આવશે નહિ. કલાની બા તો રડવા જ લાગી અને કહેવા લાગીઃ

"એની એક મુસલમાન બેનપણી છે તે હું જાણું છું. હું તો એને બહુ વારતી કે મુસલમાન સાથે રમવું નહિ. પણ મારું માનતી જ નહોતી. હાય હાય, હવે શું થશે?"

કલાના બાપુ તો ચિંતામાં ચુપ જ રહ્યા. એટલે કલાની બાએ કહ્યું, "આપણે પાછાં જઈએ તો?"

"પાછાં જવાની ગાડી હવે છ કલાક પછી મળે. ત્યાં સુધીમાં તો કંઈનું કંઈ થઈ જશે." કલાના બાપુએ કહ્યું.

થોડી વાર પછી વળી બોલ્યા, "આપણે આબુ પહોંચી જઈએ. તમે આબુ રહેજો અને હું પાછો આવી કલાની તપાસ કરીશ. અત્યારે પોલીસને ખબર આપી દઉં છું."

"ના, એમ એકદમ પોલીસને ખબર આપવી સારી નહિ. કદાચ એ લોકો સારા માણસો હોય તો નાહક આપણે હાથે એમની ફજેતી થાય એવું ન કરવું. ભગવાન કરશે તો કાંઈ વાંધો નહિ આવે. અમને આબુ મૂકી જઈને તમે ખુશીથી પાછા આવીને તપાસ કરજો." કલાની બાએ કહ્યું.

એ લોકો આબુ પહોંચ્યાં ત્યાં તો તેમના નામનો તાર તેમના હાથમાં ટપાલીએ આપ્યો.

તારમાં લખ્યું હતું, "કલા અમારે ઘેર રહે છે,

અમીના સાથે રમે છે, અમારા બ્રાહ્મણ નોકરને ત્યાં જમવા જાય છે, ચિંતા કરશો નહિ. તમારા કોઈ સગાને ત્યાં તેને મોકલવી હોય તો તેમ જણાવશો. " અને પછી અમીનાના બાપુનું નામ હતું. એનો અર્થ એવો કે અમીનાના બાપુએ તાર કર્યો હતો.

"ઘણા ભલા માણસ દેખાય છે." કલાના બાપુ બોલ્યા.

"કલા અમીનાના બહુ વખાણ કરતી. એટલે જેવી છોકરી છે તેવાં તેનાં માબાપ હશે." કલાની બા બોલી.

"તો હવે આપણે શું જવાબ આપશું ?" કલાના બાપુએ પૂછ્યું.

"સગાંને ત્યાં કલાને મોકલવા કરતાં તો કલા પોતાની બેનપણીને ત્યાં જ રહે તે ઠીક. સગાંને ત્યાં કલાને ફાવશે નહિ." કલાની બાએ કહ્યું.

"હું જઉં ત્યાં ?" કલાના બાપુએ પૂછ્યું.

"થોડા દિવસ રાહ જુઓ. એ લોકોના કાગળ આવશે, તે પછી વિચાર કરીને નક્કી કરશું કે શું કરવું." કલાની બાએ કહ્યું.

કલાના બાપુએ તારથી અમીનાના બાપુને જવાબ લખ્યો, "કલાને તમારે ઘેર રાખી તે માટે હું તમારો આભાર માનું છું. પહેલાં તો અમે ખૂબ ગભરાઈ ગયાં

હતાં પણ હવે અમારા મનને શાંતિ થઈ છે. કલા તમારે ત્યાં જ ભલે રહે. વિશેષ વિગત પત્રમાં જણાવીશ. ”

પછી અમીનાના બાપુએ પત્ર લખ્યો કે કલા કેવી રીતે પોતાની સાથે થઈ ગઈ.

કલાના બાપુએ જવાબ લખ્યો કે અરુણને સારું થઈ જશે ત્યાર પછી અમે ત્યાં આવશું અને ત્યાં સુધી કલા ભલે અમીના સાથે રહે.

આબુની હવાથી અરુણને એક મહિનામાં જ સારું થઈ ગયું એટલે એક મહિના પછી તેઓ બધાં પાછાં આવ્યાં. કલાના બાપુ અને અમીનાના બાપુ એક બીજાને મળ્યા અને ભેટયા. કલાની બાને પણ અમીનાની માને મળવાથી આનંદ થયો. તે પછી તેમની વચ્ચે પ્રેમ પણ સારો બંધાયો.

પછી કલાએ એની બાને પૂછ્યું, “ કેમ બા, તમે કહેતાં હતાં ને કે મુસલમાન ખરાબ હોય છે ? હવે બોલો, મુસલમાન ખરાબ છે કે સારા ? ”

કલાની બાએ એને એક બચ્ચી ભરીને કહ્યું, “ મુસલમાન પણ સારા તો હોય છે. ”

પછી કલા અને અમીના ખૂબ સાથે રમતી અને એક બીજાને ઘેર પણ જતી પણ એમને કોઈ તેથી વઢતું નહિ. કારણ કે અમીના અને કલાનાં બા–બાપુ પણ એક બીજાને મળતાં ને મજા કરતાં.

## ૨—રામ અને લાવણી

એક હતો રાજા. એને એક કુંવરી. કુંવરીનું નામ લાવણી. નામ તો હશે કાંઈક લાવણ્યદેવી જેવું અઘરું, પણ રાજા એને હેતમાં 'લાવણી—ઓ લાવણીબા' એમ કહીને બોલાવે. રાજા લાવણી કહે એટલે બીજાં બધાં પણ લાવણી કહે.

રાજાના મહેલની પડખે એક નાની ઝૂંપડી હતી. રાજાના મહેલમાં તો બધું રંગરંગીન. એની અંદર પલંગ, ખુરશી, છબીઓ અને ભાતભાતના પડદા, જાજમ અને મોટા ગાદી તકિયા. પણ એની પડખેની ઝૂંપડી તો સાવ પડી ગયા જેવી. અંદર એક ભાંગેલા જેવો ચૂલો અને ઠીકરાનાં બે ચાર વાસણ, પહેરવાને બે લૂગડાં અને સૂવાને એક ફાટેલી ગોદડી.

એક દિવસ મહેલની બારીમાંથી લાવણી ઝૂંપડી તરફ જોતી હતી તે વખતે એ ઝૂંપડી આગળ રમતો એક

છોકરો દેખાયો. લાવણીને એની સાથે રમવા જવાનું કોણ જાણે કેમ પણ એકદમ મન થઈ આવ્યું. એ તો એકદમ એની પાસે દોડીને રમવા ગઈ.

લાવણી કહે, " તારું નામ શું ? "

છોકરો કહે, " મારું નામ રામ."

પછી બેય જણાં ખૂબ રમ્યાં. છોકરો તો લાવણીને ઝૂંપડીમાં લઈ ગયો. ત્યાં અર્ધો રોટલો હતો તે બેએ મળી ખાધો.

લાવણી કહે, " આ રોટલો તો બહુ સારો લાગે છે."

રામ કહે, " મહેલમાં શું ખાવાનું હોય ? "

લાવણી કહે, " મહેલમાં તો ઘણું ઘણુંય હોય. નામ ગણાવતાંય થાકી જવાય, પણ એના કરતાં આ રોટલો સારો લાગે છે."

રામ કહે, " તારાં લૂગડાં બહુ સારાં છે."

લાવણી કહે, " ના રે ના. મને તો ગમતાંય નથી. મને તો તારાં લૂગડાં ગમે છે. તારાં લૂગડાં કેવાં ખૂલતાં ખૂલતાં છે. મારાં તો ચપોચપ. રમવું હોય તો બરાબર રમાય પણ નહિ, વળી રમતાં રમતાં બગડવાની બીક. વળી દાસી લડે."

રામ કહે, " તું આંહીં રમવા આવીશ ? "

લાવણી કહે, " હું રમવા રોજ આવીશ." પછી લાવણી કહે, " હવે હું જાઉં છું. દાસીને ખબર પડશે કે હું

મહેલની બહાર ચાલી ગઈ છું તો મને વઢશે. દાસી મને કહે, ‘ તારે મહેલની બહાર ન જવું. રમવું હોય તો મહેલના બગીચામાં રમવું.’ પણ બગીચામાં તે શું રમવા જવું હોય? આંહીંના જેવી બગીચામાં રમવાની મજા આવે નહિ.”

આમ કહી લાવણી પાછી મહેલમાં જતી રહી. પછી તો લાવણી રોજ છાનીમાની રમવા આવે. એને હવે મહેલમાં ગમતું નહોતું. એને મહેલનું ખાવાનું, મહેલનું પહેરવાનું, મહેલનું ફરવાનું—મહેલનું કાંઈ ગમે નહિ.

પણ પછી તો દાસીને ખબર પડી. એણે લાવણીને કહ્યું, “ તમારે મહેલની બહાર જવું નહિ. ”

પણ લાવણીએ તો કંઈ એનું માન્યું નહિ, એટલે દાસીએ રાણીને કહ્યું કે, ‘ લાવણી ઝૂંપડી આગળ રમવા જાય છે. ’

રાણીએ લાવણીને કહ્યું, “ મહેલની બહાર જશો તો અંધારી ઓરડીમાં પૂરી દઈશ. ” પણ તોય લાવણી તો બીની નહિ અને છટકીને રામ પાસે જવા લાગી. એટલે પછી રાણીએ રાજાને એ વાત કહી. રાજા કહે, “ લાવણીબા, બહાર જશો તો બાવો પકડી જશે, ચોર ઉપાડી જશે.”

લાવણી કહે, “ ભલે પકડી જાય. અમે બાવાને કે ચોરને કોઈને કોઈ દિ’ દીઠો નથી તે જોવા મળશે.”

રાજા કહે, “ એ તો પછી તને ખાઈ જશે.”

લાવણી કહે, “ન ખાઈ જાય. હું તો એને કહું, ‘હું તો નાનકડી છું, મને શું કામ ખાઈ જવી છે ?”

રાજા કહે, “બહાર રમવા જવું હોય તો ગાડીમાં બેસીને જવું. ચાલવાથી માંદા પડાય.”

લાવણી કહે, “ના રે ના, મને તો ઊલટી મજા પડે છે.”

રાજા ઘણું કહે, રાણી ઘણું સમજાવે પણ લાવણી તો માને નહિ. રાણી એને સારું ખાવાનું આપે તો લાવણી કહે, ‘અમને એવું ભાવતું નથી.’ રાણી એને સારું પહેરવાનું આપે તો લાવણી કહે, ‘અમને એવું ફાવતું નથી.’ રાણી પૂછે, ‘શું કામ ફાવતું નથી અને શું કામ ભાવતું નથી ?’ તો લાવણી એનો જવાબ ન આપે. પણ એના મનમાં થાય કે ‘રામને તો આવું કાંઈ મળતું નથી એટલે મને એ ગમતું નથી.’ રાણી એનું મન પારખીને એને રામ જેવાં સાદાં કપડાં અને સાદું ખાવાનું આપે તો લાવણી કહે, ‘રામની પાસે હોય છે તે કરતાં આ ક્યાંય સારું છે. અને મને તો રામને આવું ન મળતું હોય તો ન ગમે.’

આ બધું તો ઠીક, પણ પછી તો લાવણીએ રામની પેઠે કામ કરવા પણ માંડયું. રામ પોતાનાં કપડાં હાથે ધૂએ એટલે લાવણી પણ કપડાં ધોવા લાગી, પોતાની ઓરડી વાળવા માંડી. દાસી એને કામ કરવાની ના પાડે તોય એ કહે, ‘રામની મા ઘરડી છે તો પણ કેવું કામ કરે છે ! રામ

કહેતો હતો કે એની મા તો ખેતરમાં ય કામ કરવા જાય છે. તો હું શા સારુ કામ ન કરું ?"

એક દિવસ લાવણી રામની પાસે રમવા ગઈ. જઈને જુએ તો રામને તાવ આવે. એક ખાટલામાં રામ સૂતો હતો. લાવણી એની પાસે ગઈ અને બોલી, "આજે રમતા કેમ નથી રામભાઈ ?"

રામ કહે, "આજે મને તાવ આવે છે."

"તાવ આવે છે ?" લાવણી બોલી ઊઠી.

"હા, જોને, શરીર કેવું ધગે છે? કાંઈ ગમતું જ નથી. ખાવાનું ય ભાવતું નથી. રમવા ઊભો થાઉં છું તો પગ થથરે છે, ઊભા રહેવાતું નથી, બેસાતું ય નથી ને સૂતાં ય ચેન પડતું નથી."

લાવણીની આંખમાં તો આંસુ જ આવી ગયાં. એ કહે, "તાવ કેમ કરીને મટે ?"

રામ કહે, "મારી મા કહે, એક દિ' સૂઈ રહીએ, કાંઈ ખાઈએ નહિં, તો તાવ મટી જાય."

લાવણી થોડીવાર ચુપ બેસી રહી, પણ પછી એને રોવું બહુ આવી જતું હતું એટલે ઊઠીને મહેલમાં ભાગી ગઈ. મહેલમાં જઈને એ તો એવી રુએ, એવી રુએ અને આંખમાંથી આંસુ એવાં પડે, એવાં પડે કે જાણે વરસાદ વરસે.

એને રોતી સાંભળીને રાજા, રાણી, દાસી—બધાંય દોડીને એની આગળ આવ્યાં ને પૂછવા માંડયાં, " અરે લાવણીબા, તમને શું થયું છે ? તમને કોઈએ કાંઈ ઠપકો આપ્યો છે ? તમને કોઈએ માર્યું છે ? એનું નામ આપો એટલે આપણે એને જેલમાં નાખીએ. "

પણ લાવણી તો કાંઈ બોલે નહિ. છાની રહેવા ઘણું કરે પણ તોય રોવું આવી જાય. પછી માંડ માંડ કરીને એ બોલી, " રામને તાવ આવે છે. "

રાજા કહે, " ઓહો ! એમાં શું ? આપણે વૈદને એને ઘેર મોકલશું એટલે વૈદ તાવ ઉતારી દેશે. "

રાજાએ તો રામની ઝૂંપડીએ વૈદને મોકલ્યો, લાવણી વૈદની સાથે રામ પાસે ગઈ અને રામને કહે, " રામભાઈ, આ વૈદ આવ્યા છે. એ દવા આપશે. દવા પી જાઓ એટલે તાવ ઊતરી જશે. "

પછી વૈદે દવા આપી તે રામ પી ગયો અને વૈદ ચાલ્યા ગયા.

પણ રામનો તાવ તો ગયો નહિ. બીજે દિવસે તાવ વધુ આવ્યો, રામ તો તરફડિયાં મારે અને ' ઓ મા, ઓ મા ! ' એમ બૂમો પાડે.

લાવણી પડખે જ બેઠી હતી તે કહે, " તારી મા કેમ તારી પાસે બેસતી નથી ? "

રામ કહે, " મારી મા ખેતરમાં કામ કરવા જાય છે. કામ કારે તો અનાજ મળે. મારી પાસે રહે અને કામ ન કરે તો અનાજ ન મળે. તો પછી અમે ખાઈએ શું ? "

લાવણી કહે, "મારાં બા તો કામ કરતાં નથી, બાપુજી પણ કામ કરતા નથી, હું પણ કામ કરતી નથી. તો અમને ખાવાનું કેમ મળે છે ? "

રામ કહે, " એક વાર માલા કાકા કહેતા હતા કે રાજાને તે ખેતરમાંથી ભાગ આપે છે. માલા કાકા ખેડૂત છે. એમ બધા ય ખેડૂત રાજાને ભાગ તરીકે અનાજ દેતા હશે."

" પણ રાજા કામ ન કરે તો ય એને ભાગ કેમ મળે ? " લાવણીએ પૂછ્યું.

" એ તો કાંઈ ખબર નથી." રામે કહ્યું.

આમ ઘણી વાર વાતો કરી એટલે રામને કાંઈક સારું જણાયું. રામ કહે, " લાવણીબા, તું વાતો કરવા બેસે છે એટલી વાર મને તાવ નથી આવતો. "

લાવણી કહે, " મને તો વાતો કરવા બેસવું ગમે છે પણ બાપુ કહે છે, ' તું રામની પાસે ઝાઝી વાર રોકાઈશ તો તને એની પાસે જવા જ નહિ દઉં. ' એટલે મારે જતા રહેવું પડે છે. "

લાવણી આટલું બોલી ત્યાં તો એની આંખમાં પાણી

આવી ગયાં. એને રોતી જોઈ રામને પણ રોવું આવી ગયું. એ પડખું ફરીને બીજી બાજુ જોઈ ગયો.

થોડીવાર થઈ એટલે લાવણી કહે, "રામભાઈ, હવે હું જાઉં ?" રામને ગમતું નહોતું તોય કહે, "ભલે જા."

લાવણી મહેલમાં પાછી આવી પણ એને આવવું ગમતું નહોતું. તે દિ' રાણીની બીકે એણે થોડું ખાધું ખરું પણ એને ખાવું ગમતું નહોતું.

રામને તાવ તો ત્રીજે દિવસે પણ આવ્યો હતો. તે દિવસ તો વળી આખી રાત તાવ રહ્યો હતો. લાવણીને એ વાતની ખબર પડી એટલે એ તો તે પછીને દિવસે રાતે પણ રામની પાસે જવા મહેલની બહાર નીકળી.

દાસીની નજર એના ઉપર પડી એટલે એ બોલી, "લાવણીબા, ક્યાં જાઓ છો ?"

લાવણી કહે, "રામની પાસે. રામને અત્યારે પણ તાવ આવે છે."

દાસી કહે, "રાજાની કુંવરીથી રાતે બહાર ન નીકળાય. મહેલમાં પાછાં આવો."

પણ લાવણી તો પાછી ન આવી. એ તો ચાલવા માંડી એટલે પછી દાસીએ રાણીને બોલાવી. દાસી રાણીને કહે, "લાવણીબા અત્યારે રાતે રામ પાસે જાય છે."

રાણી કહે, " લાવણીબા, પાછાં આવો, નહિતર રાજાને બોલાવીશ. "

પણ લાવણી તો દોડીને ભાગવા લાગી. એટલે રાણીએ એક સિપાઈને કહ્યું, "લાવણીબાને પકડીને આંહીં લાવો."

સિપાઈ રાણીનું કહેવું ન માને તો એની નોકરી જાય. એટલે એણે તો દોટ મૂકી. લાવણી તો નાનકડી છોકરી, એનાથી તે કેટલુંક દોડાય ? સિપાઈએ એને પકડી પાડી અને રાણીના હાથમાં સોંપી દીધી.

લાવણીનું શરીર તો ધ્રૂજવા જ માંડ્યું. એ તો મોટે મોટેથી બોલવા લાગી, " મને રામ પાસે જવા દો, મને રામ પાસે જવા દો. "

એની બૂમો સાંભળીને રાજા ત્યાં આવ્યા અને પૂછ્યું, " રામ પાસે અત્યારે શા માટે જવું છે ? "

લાવણી કહે, " રામને અત્યારે બહુ તાવ આવે છે."

રાજા કહે, " તો આપણે વૈદને મોકલીએ છીએ. તમે જશો તેથી કાંઈ એનો તાવ નહિ ઊતરી જાય."

લાવણી કહે, " વૈદથી તાવ નથી ઊતરતો. હું એની પાસે બેસું છું તો તાવ ઊતરી જાય છે. "

રાજા કહે, " ના, તો ય તમારે નથી જવું. રાજાની કુંવરી રાતે બહાર નીકળે તો એને ભૂત વળગી જાય. "

લાવણી કહે, " અમને ભૂત ન વળગે. રાજાની કુંવરીને ભૂત શું કામ વળગે ? તો અમારે રાજાની કુંવરી રહેવું નથી. અમારે રામ પાસે જવું જ છે. "

રાણી એથી ગુસ્સે થઈ. રાણી રાજાને કહે, " લાવણીબા આવી હઠ વારે વારે કરે છે માટે આપણે એને ઓરડીમાં બંધ કરી દો. બસ, ક્યાંય ફરવા જવા દેવી નહિ, ક્યાંય રમવા જવા દેવી નહિ, બહાર જવા દેવી નહિ, અને મહેલમાં પણ છૂટી રાખવી નહિ. ભલે ઓરડીમાં જ આખો દિવસ અને આખી રાત પુરાઈ રહે. "

રાજા કહે, "ના, ના, એમ તો નહિ. લાવણીબા હઠ કરે છે પણ એમની વાત ખોટી નથી."

રાણી કહે, "વાત સાચી કે ખોટી, પણ હઠ કરે છે એ મને પસંદ નથી માટે એને પૂરી જ દો."

રાજાએ ના કહી પણ રાણીએ માન્યું નહિ. એણે તો લાવણીને ઓરડીમાં પૂરી દીધી. રાજા એને અટકાવી શક્યા નહિ

ઓરડીમાં પુરાઈને લાવણી તો ન બોલી કે ન ચાલી. જમીન પર ઊંધું મોં કરીને સૂઈ જ રહી. સવાર સુધી તો રાજા રાણી સાથે કાંઈ બોલ્યા નહિ, પણ પછી એમને રાણી ઉપર બહુ જ ગુસ્સો ચઢ્યો એટલે બોલ્યા, "લાવણીબાને તમે બહુ દુઃખ આપો છો. જાઓ એને ઓરડીની બહાર કાઢો. તમો બહાર નહિ કાઢો તો હું કાઢી લાવીશ. "

એટલે રાણીએ લાવણીને બહાર કાઢી, પણ આખી રાત ખુલ્લી જમીન પર સૂઈ રહેવાથી અને રામ પાસે જવાયું નહિ તેની ચિંતાથી લાવણીનું શરીર તપી આવ્યું. લાવણીને પણ તાવ આવી ગયો.

લાવણીને તાવ આવેલો જોઈને તો રાણી પણ ગળગળી થઈ ગઈ. એણે હેતથી લાવણીને પોતાની છાતી સાથે દાબી અને કહ્યું, " લાવણીબા, હવે તમને હું પૂરી નહિ મૂકું અને હવે તમે કહેશો ત્યારે તમને રામ પાસે જવા દઈશ. "

લાવણીનો તાવ તો આખો દિવસ રહ્યો. રાજાએ કેટલા ય વૈદને બોલાવ્યા. વૈદોએ એને સારામાં સારી દવા ખવડાવી પણ લાવણીનો તાવ ઊતર્યો નહિ. આખો દિવસ એ સૂતી રહી, ન ખાધું, ન પીધું અને મોઢામાંથી બોલ્યા કરી, " રામ પાસે જવું છે, રામ પાસે જવું છે. "

રાણી તો એ સાંભળીને રોઈ પડી અને બોલી, " લાવણીબા, તમને તાવ ઊતરી જાય એટલે જરૂર જજો."

પણ તોય લાવણીના મનને નિરાંત ન થઈ, તેણે તો બોલ્યા કર્યું, " રામ, રામ ! રામને કેમ છે ? રામનો તાવ ઊતરી જાય તો રામની સાથે રમું. રામની પાસે રામની બા બેસે તો રામનો તાવ ઊતરે. પણ રામની બાને તો ખેતરે જવું પડે છે. ખેતરે ન જાય તો ખાય શું ? "

લાવણીને આવું બકતી જોઈને વૈદે રાજાને કહ્યું, "રામને આંહીં બોલાવો. રામ આવશે એટલે લાવણીને ઠીક થઈ જશે."

રાજાએ સિપાઈઓને બોલાવ્યા અને કહ્યું, "જાઓ, જલદી રામને તેડી આવો. રામને તાવ આવતો હશે એટલે ગાડીમાં બેસાડીને લાવજો."

સિપાઈઓ રામને ઘેર ગયા. રામને તો બહુ જ તાવ આવતો હતો. આજે તો રામની બા ખેતરમાં કામ કરવા ગઈ નહોતી. સિપાઈઓ બેયને ગાડીમાં બેસાડીને મહેલમાં લાવ્યા.

લાવણી રામને જોઈને રાજી રાજી થઈ ગઈ. પછી વૈદે લાવણીની અને રામની ચાકરી કરવા માંડી, અને બે જ દિવસમાં બેયને સારું થઈ ગયું. રાજા, રાણી, દાસી, વૈદ અને સિપાઈઓ રાજી થયાં. સૌથી વધારે રાજી થઈ રામની બા.

રામની બા રાજાને કહે, "ભગવાન તમારું ભલું કરશે. તમે મારા રામને સાજો કરાવી દીધો."

રાજા કહે, "પણ તમે રામને તાવ આવ્યો તેને પહેલે જ દિવસે એની પાસે કેમ ન બેઠાં? તમે તેની પાસે બેઠાં હોત તો તાવ તે જ દિવસે ઊતરી જાત."

રામની બા કહે, "રાજા સાહેબ, અમે બહુ ગરીબ છીએ. અમારે કામ બહુ કરવું પડે. કામ ન કરીએ તો પૈસા ન મળે અને પૈસા ન હોય તો ખાવાનું ન આવે."

રાજા કહે, " હા, એ વાત સાચી, પણ તમે ગરીબ કેમ છો ? "

રામની બા કહે, " ખેડૂતને ખેતરમાં અનાજ તો ઘણું થાય છે, પણ તમને તેમાંથી મહેસૂલ બહુ આપવું પડે છે ને ? એટલે ખેડૂત પાસે ઝાઝા પૈસા બાકી નથી રહેતા. એટલે ખેડૂત અમને મજૂરીના પૈસા બહુ નથી દેતા. ખેડૂત પોતેય ગરીબ રહે છે એટલે વધારે અનાજ અને પૈસા પોતાની પાસે થાય તેટલા માટે તેને પણ ખૂબ વધારે મહેનત કરવી પડે છે. આમ બાબત છે એટલે રાજા તો બહુ શાહુકાર થાય છે પણ રૈયત બહુ ગરીબ રહે છે. એટલે રૈયતથી પોતાનાં નાનાં છોકરાંનું પણ ધ્યાન રાખવાનું બનતું નથી. "

રાજા તો એ સાંભળીને વિચારમાં પડી ગયા. એને મનમાં થઈ ગયું કે હવે મારે રૈયત પાસેથી બહુ ભાગ લેવો નહિ અને જેટલો ભાગ લઉં તે મારા માટે ન વાપરું પણ રૈયતના કામને માટે વાપરું. "

પછી રાજાએ ખરેખર એમ જ કરવા માંડ્યું, એટલે ખેડૂત બધા સુખી થયા, રામની બાને પણ ગજા ઉપરવટ કામ કરવું ન પડતું; બધાંને ખાવાનું, પહેરવાનું, પાથરવાનું અને રહેવાનું પણ સારું મળવા લાગ્યું.

પછી રામ અને લાવણી બહુ આનંદથી સાથે રમી શકતાં અને ખાઈ શકતાં.

પછી ખાધું, પીધું અને મઝા કરી.

# ૩—બોતડભાઈ બોબડા

એક હતો છોકરો. એ ભારે તોફાની. છોકરાં તોફ
તો કરે પણ તોફાનથી કોઈને નુકસાન ન થતું હોય
એવાં તોફાન સારાં. પણ આ ભાઈસાહેબ તો બધાંને મા
કોઈની ચીજ આંચકી લે, કોઈ રમતું હોય તો આડો
અને બધાંને હેરાન કરે. એનાં તોફાન બહુ ખરાબ. બ
એને બોતડભાઈ કહે. બોતડભાઈ એટલે કાંઈ સમ
નહિ એવા.

એક વાર બોતડભાઈ એક ઝાડ આગળ બેઠા હ
ત્યાં એને વાંસેથી એક ખિસકોલી આવી ને એના કોટ
ગજવામાં પેસી ગઈ. ખિસકોલીને તો એમ કે એ ઝાડ
બખોલ હશે.

ગજવામાં સળવળ સળવળ થવા માંડયું એટલે બોત
ડભાઈને થયું, "માળું આ શું? ગજવામાં ભાર જે
લાગે છે અને કાંઈક હાલે છે એ શું?"

એમણે ગજવામાં હાથ નાખ્યો ત્યાં તો સુંવાળું સુંવાળું લાગ્યું. અને ટીટીટ્ટીટ એવો અવાજ સંભળાયો એટલે એમને ખબર પડી કે, 'ઓહો આ તો ખિસકોલી ! વાહવાહ, ખિસકોલી પકડાઈ, હવે એને રમાડવાની ભારે મજા પડશે.' એ તો ગજવું બરાબર દાબીને ઘેર દોડયા અને એક દોરી લઇને ખિસકોલીની પૂછડીએ બાંધી દીધી. પછી દોરી હાથમાં પકડીને ખિસકોલીને દોડાવે. ખિસકોલી જરા આગળ જાય એટલે દોરી ખેંચીને એને પાછી ખેંચે. એને તો આમાં મજા પડતી હતી, પણ ખિસકોલીને બહુ દુઃખ થતું હતું. એ એવી રીતે બોલતી હતી, જાણે રોતી હોય તેમ. પણ બોતડભાઈને કાંઈ ખબર ન પડે કે ખિસકોલીને દુઃખ થાય છે માટે લાવ એને છોડી મૂકું. એવી ખબર પડતી હોત તો એનું નામ બોતડ શું કામ કોઈ પાડત ?

બોતડભાઈએ તો ખિસકોલી પોતાની શેરીનાં બધાં છોકરાંઓને બતાવી. થોડાંક છોકરાંને તો લાગ્યું કે ખિસકોલીને છોડી મૂકવી જોઈએ. આપણને કોઈ બાંધી રાખે તો કેવું ખરાબ લાગે ? તેમ જ ખિસકોલીને ખરાબ લાગે. પણ બોતડભાઈએ તો એમનું કહેવું ગણકાર્યું નહિ.

એક છોકરાએ એને કહ્યું, 'ખિસકોલી તો ભગવાન રામની દીકરી કહેવાય છે. ભગવાનની દીકરીને દુઃખ ન આપવું જોઈએ.' પણ બોતડે કહ્યું, 'જા, જા, તું તો ખોટું કહે છે !'

એટલે પેલા છોકરાએ કહ્યું, "હું ખોટું કહેતો હોઉં તો લે કહી દે કે ખિસકોલીના વાંસા ઉપર આ સફેદ પટા છે તે શેના છે?"

ખોતડ કહે, "તું જ કહે ને શેના છે?"

એટલે પેલા છોકરાએ કહ્યું, "જો, રામચંદ્રજીના બાપુ મોટા રાજા હતા. એમનું નામ દશરથ રાજા હતું. રામચંદ્રજીની એક ઓરમાન મા હતી તેણે દશરથ રાજા પાસે હઠ લીધી કે રામને રાજા ન થવા દેવા અને જંગલમાં જ ચૌદ વરસ સુધી મોકલી દેવા. એટલે રામચંદ્રજી જંગલમાં રહેવા ચાલ્યા ગયા. રામચંદ્રજીની સાથે રામચંદ્રનાં રાણી સીતાજી પણ ગયાં. જે જંગલમાં રામ ગયા ત્યાં ઘણા રાક્ષસ રહેતા હતા. રાક્ષસ લોકો બધાને બહુ હેરાન કરે. એ રાક્ષસોનો રાજા રાવણ હતો. તે એક દિવસ લાગ જોઈને સીતાજીને પોતાના શહેર લંકામાં ઉપાડી ગયો. રામે વિચાર કર્યો કે રાવણ સાથે લડાઈ કરશું તો જ સીતાજી પાછાં મળશે. રામને લડાઈમાં મદદ કરવા માટે ઘણાંય વાંદરાં અને રીંછ પણ આવ્યાં. એક ખિસકોલી પણ રામ પાસે આવી એમના ખોળામાં છાનીમાની બેસી ગઈ અને બોલી, "હું પણ તમને મદદ કરીશ." રામ તો એને જોઈને હસી પડ્યા. એમણે એના વાંસા પર પોતાનો હાથ હળવેથી મૂક્યો અને કહ્યું, "તું બહુ નાનકડી છે. તારાથી લડાઈ ન થાય. તું ઝાડ ઉપર બેઠી બેઠી જોયા કર કે સીતાજી

આનંદમાં રહે છે કે નહિ.” પછી ખિસકોલી ચાલી ગઈ. રામે એના વાંસા પર હાથ મૂક્યો હતો ત્યાં આંગળાંનાં સોનેરી નિશાન થઈ ગયાં. તે દિવસથી બધી ખિસકોલીના વાંસા પર આંગળાં હોય તેવા પટા હોય છે. બોલ, મારી વાત ખરી કે ખોટી ? ”

પણ બોતડે તો તેમ છતાં ય કોઈનું માન્યું નહિ. એણે ખિસકોલીને મૂકી જ નહિ. રાત્રે પણ એણે ખિસકોલીને પોતાના ખમીસના ગજવામાં દાબી રાખી. સૂતી વખતે ખમીસ પણ એણે ઉતાર્યું નહિ. ખિસ્સું બટનવાળું હતું એટલે એણે બટન બીડી દીધું.

ખિસકોલીને તો આખો દિવસ કાંઈ ખાવાનું નહોતું મળ્યું, કાંઈ પીવાનું નહોતું મળ્યું, ઝાડ ઉપર ચડવા નહોતું મળ્યું અને ક્યાં ય ફરવા પણ નહોતું મળ્યું. રાત્રે તો એ ગજવામાં ખૂબ અકળાઈ ગઈ. પ્રથમ તો એણે પોતાની પૂછડીએ બાંધેલા દોરાને દાંતથી તોડી નાખ્યો, પછી એણે તો ગજવાના લૂગડાને કાંઈક ખાવાનું સમજીને કરડવા માંડયું. બોતડભાઈ તો બરાબર ઘોરતા હતા. એમને તો કાંઈ ખબર ન પડી. અને ખિસકોલીએ આખું ખિસ્સું કરડી નાખ્યું અને બહાર નીકળી ગઈ. પહેલાં તો તે બોતડની છાતી ઉપર ચડી. એને લાગ્યું કે એ કોઈક ટેકરો હશે. ટેકરા ઉપર ફરતી ફરતી ખિસકોલી બોતડના મોં પાસે આવી.

બોતડભાઈની ટેવ હતી ઉઘાડું મોં રાખીને સૂવાની.

ખિસકોલી ત્યાં આવી એટલે એને લાગ્યું કે એ તો ટેકરામાં બખોલ હશે.

એણે તો ચપ લઈને પોતાનું મોં અંદર નાખ્યું. પહેલી આવી જીભ, કૂણી કૂણી જીભ. કૂણાં કૂણાં પાન તો ખિસકોલીને બહુ ભાવે. એણે તો જીભને ચટક સરખું બટકું ભરી લીધું. બટકું ભરાતાં તો બોતડભાઈ ચીસ નાખતા જાગી ગયા. ખિસકોલીને થયું કે કાંઈક ભારે તોફાન થયું. એ તો ત્યાંથી ભાગી. બારીએથી ઠેકડો મારી ગઈ અને ત્યાંથી દોડી બહાર.

જીભ કપાઈ એટલે બોતડભાઈને પીડા ભારે થવા માંડી. એણે તો રાડારાડ કરી મૂકી. એની બા, બાપા, ભાઈ, બેન અને આડોશીપાડોશી સૌ દોડી આવ્યાં અને પૂછવા માંડયાં, "શું થયું, શું થયું?" બોતડભાઈ બોલવા ગયા કે ખિસકોલી કરડી ગઈ પણ ત્યાં તો બોલાયું નહિ અને ઉલૂટ–બુલૂટ થઈ ગયું. તરત જ દીવો કર્યો. જુએ તો મોઢામાંથી લોહી નીકળે અને જીભ કરડાયેલી. સૌને થયું કે આ તો જીભને કોઈ જીવજંતુ કરડી ગયું.

પછી આવ્યા દાક્તર. દાક્તરે જીભ તપાસીને કહ્યું, "જીભને ઊંદર કે ખિસકોલી કરડી ગયેલ છે. બોતડભાઈથી હવે બોલાશે નહિ પણ એની પીડા હમણાં મટાડી દઈશ."

પછી દાક્તરે એની જીભને દવા લગાડી એટલે દુઃખ થતું હતું તે મટી ગયું, પણ ઓતડભાઈ બોલતા તો ન જ થયા. બોલવા જાય તો ઉલુકુકુકુ થયા કરે.

ભાઈસાહેબ એક તો હતા ઓતડ અને તેમાં થયા ઓબડા એટલે સૌ છોકરાં એમને ખિજાવે:—

ઓતડભાઈ ઓબડા,
ખિસકોલીને લેવા ગયા.
ખિસકોલીની એવી રીસ;
ઓતડભાઈની ચાવી જીભ.
ખિસકોલીબાઈ ભાગી ગ્યાં
ને ઓતડભાઈ ઓબડા થ્યા



# નિવેદન

અરુણ પુસ્તકમાળાની ત્રણ પુસ્તિકા છપાઈ ગયા પછી એ હજી પ્રગટ થાય તે પહેલાં શ્રી. સોમાભાઈ ભાવસાર અને શ્રી. દિનેશ ઠાકોરનો અમને પરિચય થયો. એ ભાઈઓએ છેલ્લા એક માસથી 'બાલજગત' પાક્ષિક શરૂ કરેલું છે. આ પાક્ષિકની વ્યવસ્થા અને વેચાણનું કામ અમને સોંપવા માટે તેઓ આવેલા, એ વખતે અમને સૌને લાગ્યું કે આ પુસ્તકમાળાનું સંચાલન પણ તેઓ જ કરે તો પાક્ષિક અને પુસ્તકમાળા બંને સુંદર, સમૃદ્ધ અને એકબીજાને પોષક બની શકે. કેટલીક ચર્ચા પછી અમે એવા નિર્ણય પર આવ્યા કે પુસ્તકમાળા તથા 'બાલજગત' (પાક્ષિક)નું સંચાલન શ્રી. સોમાભાઈ તથા શ્રી. દિનેશ કરે અને અમે એ બંને પ્રવૃત્તિની વ્યવસ્થા અને વેચાણનું કામ સંભાળીએ.

શ્રી. સોમાભાઈ અને શ્રી. દિનેશ ઠાકોર છેલ્લાં પાંચેક વરસથી બાલજગતની વચ્ચે જ રહે છે અને પોતાની વૃત્તિ-શક્તિ અનુસાર બાલસાહિત્યનું સર્જન પણ કરે છે. ઉપરાંત, બાલસાહિત્યના સમર્થ લેખકો સાથે એમને ઘનિષ્ઠ સંબંધ છે, એટલે આ પ્રવૃત્તિઓનું સંપાદન એમને હાથે વિશેષ યશસ્વી થશે એ વાતમાં અમને શંકા નથી.

પુસ્તકમાળા અને 'બાલજગત'ની યોજના તો જે પ્રગટ થઈ છે તે જ રહેશે. ફેર માત્ર એટલો પડશે કે 'અરુણ' માળાનાં પુસ્તકોનું લેખન સાદું આવતું તેને બદલે હવે એ ચિત્રોથી શોભિતું બનશે. હવે પછીનાં તમામ પુસ્તકો સર્વાંગે સચિત્ર થશે. છતાં એની કિંમતનું પ્રમાણ તો અત્યારે જે છે તે જ રહેશે.

કહેવાની ભાગ્યે જ જરૂર હોય કે આ માળા અને પાક્ષિકના ગ્રાહકોનાં લવાજમને લગતી સંપૂર્ણ જવાબદારી અમારા 'સંઘ'ની જ છે. અમારી બીજી માળાઓ અને માસિકો વિષે જનતા જેટલો વિશ્વાસ ધરાવે છે તેટલો જ વિશ્વાસ આ માળા અને પાક્ષિક વિષે પણ રાખે જ.

આ ફેરફાર પછી 'બાલજગત' (પાક્ષિક) તથા 'અરુણ પુસ્તકમાળા'ને લાગતો વ્યવસ્થા અંગેનો પત્રવ્યવહાર અમારા સરનામે જ કરવો અને સંપાદન અંગેનો પત્રવ્યવહાર '**દિનેશ ઠાકોર, ૩૧, ગુજરાત સોસાયટી–અમદાવાદ**' એ સરનામે કરવો.

**અમદાવાદ**
૨૨-૬-૩૯

મુખ્ય સંચાલક
**ભારતી સાહિત્ય સંઘ**

'ભારતી સાહિત્ય સંઘ'ના મુખ્ય સંચાલકના નિવેદન પછી અમારે વિશેષ લખવાપણું નથી. અમે એટલું જ કહીએ છીએ કે વેચાણ અને વ્યવસ્થાનો બોજો 'સંઘ'ને સોંપીને અમે સાચે જ નિશ્ચિંત થયા છીએ. હવે અમે અમારી શક્તિનો ઉપયોગ આ માળા અને પાક્ષિકના લેખન-સુશોભનમાં વિશેષ પ્રકારે કરી શકીશું. બાલસાહિત્યને સુંદર, સમૃદ્ધ અને ઉપયોગી કરવાના અમારા પ્રયત્નોમાં ગુજરાતના બાલસાહિત્યના લેખકો અમને પોતાનો સહકાર આપશે જ એવી અમે આશા રાખીએ છીએ.

૩૧, ગુજરાત સોસાયટી,
અમદાવાદ
૨૨–૬–૩૯

સોમાભાઈ ભાવસાર
દિનેશ ઠાકોર
સંપાદક અને સંચાલક

# ☆ હવે તમને આ પુસ્તકો મળશે ☆

## હજીયે મને સાંભરે છે

**લે. ગિજુભાઈ**

સ્વ. ગિજુભાઈની કલમની આ છેલ્લામાં છેલ્લી પ્રસાદી છે. આપણી માળાના સંપાદક શ્રી. સોમાભાઈ રાજકોટમાં એમની સાથે હતા ત્યારે આ લખાયેલું છે. આ ચોપડીમાં ગિજુભાઈએ પોતાનું બાળપણ સંભાર્યું છે. ગુજરાતનાં બાળકોએ તો એ વાંચવું જ જોઈએ ને ! . . .

## પ્રવાસપત્રો

**લે. રામભાઈ**

તમે આ ચોપડી વાંચશો ત્યારે ઘડીક રેલગાડીમાં ને ઘડીક મોટા શહેરમાં ફરતાં હો એવું લાગશે. ચોપડી વાંચતાં વાંચતાં આપણો આ ગરવો દેશ ખૂંદી નાંખવાનું તમને મન થઈ જશે. . . . . .

## આપણાં ભાંડુઓ

**લે. હેમુભાઈ**

આપણી આસપાસ કોણ કોણ રહે છે તે તમે જાણતાં હશો, પણ એ વિષે કોઈ દિવસ વિચાર નહિ કરતાં હો. આ ચોપડી વાંચીને તમને એ બધાંની મીઠી ઓળખાણ થઈ જશે. તમે એમનાં દોસ્ત બની જશો. . .

**અરુણ પુસ્તકમાળા : પો. બો. ૭૩ : અમદાવાદ**

બાળકો, કિશોરો ને ઓછું ભણેલાઓ માટે

# અરુણ પુસ્તકમાળા

- આ માળામાં દર વર્ષે એક હજાર પાનાંમાં બારથી સો નાની પુસ્તિકાઓ પ્રગટ થશે. વર્ષ એપ્રિલથી માર્ચનું ગણાઃ

- આ પુસ્તિકાઓની સારી કિંમત 'દક્ષિણામૂર્તિ' ના બાઃ સાહિત્યના પ્રમાણમાં હશે.

- આ માળા માટે લવાજમની પદ્ધતિ છે અને નથી. પ્રથમથી નીચે પ્રમાણે અનામત મૂકનારને બધાં પુસ્તકો અમારા ખર્ચે ઘેર બેઠાં પહોંચાડવામાં આવે છે. એમાં પ્રગટ થયેલાં પુસ્તકો લેવાનું બંધન રહે છે.

- વર્ષને અંતે અનામત રકમ જમા રહેલી હોય તો ગ્રાહક પોતાના ખર્ચે પાછી મગાવી શકે છે.

- સાહિત્યની પસંદગી નવીન વિચારો અને નવી કેળવણી લક્ષમાં રાખીને કરવામાં આવે છે.

અનામત

| દેશમાં | પ્રદેશમાં | પરદેશમાં |
|---|---|---|
| ત્રણ રૂપિયા | સાડાત્રણ રૂપિયા | શિ. ૭ : રૂ. ચાર |

**અરુણ પુસ્તકમાળા પો. બો. ૭૩ અમદાવાદ**